# ॥ आदित्यहृदय सटीक ॥

[ ગુજરાતી ટીકા સાથે ]



પ્રસિદ્ધ કર્તા :

શ્રી હરિહર પુસ્તકાલય,

ટાવરરોડ, સુરત

---

છાપનારઃ–ગોવિન્દજી ડાહ્યાભાઈ નાયક.

શ્રી "અનાવિલ બંધુ" પ્રીન્ટીંગ પ્રેસ, ખરાનપુરી ભ

---



---

કિંમત રૂ. ૦-૫-૦

श्री गणेशाय नमः



## ॥ अथ श्री आदित्यहृदय सटीकः ॥



॥ श्री गणेशाय नमः ॥

आचम्य देशकालौ संकीर्त्य ममारोग्यप्राप्तये श्रीसवितृसूर्यनारायणप्रीत्यर्थं द्वादशनमस्काराख्यं कर्म करिष्ये ॥

દેશ કાળનો સંકલ્પ કરી, આચમન લઈ શ્રી સૂર્ય ભગવાનની કૃપા મેળવવા મારા આરોગ્ય માટે ખાસ. નમસ્કાર કર્મ કરૂં છું.

### ॥ अथ ध्यानम् ॥

ध्येयः सदा सवितृमंडलमध्यवर्ती नारायणः सरसिजासनसन्निविष्टः ॥ केयूरवान्मकरकुंडलवान् किरीटी हारी हिरण्मयवपुर्धृतशंखचक्रः ॥ १ ॥

સૂર્ય મંડળની મધ્યમાં પદ્માસનવાળી બેઠેલા, જેના હાથ પર બાજુબંધ છે, કાને મકર આકૃતિના કમલ છે, મસ્તકે મુગટ, ગળામાં હાર, હાથમાં શંખચક્ર છે અને જેનું શરીર સોના જેવું છે એવા નારાયણનું હું ધ્યાન ધરૂં છું.

एकचक्र रथो यस्य दिव्यः कनकभूषितः ॥

स मे भवतु सुप्रीतः पद्महस्तो दिवाकरः ॥ २ ॥

સોનાથી શણગારેલા એક પૈડાના રથવાળા તથા હાથમાં કમળ છે એવા દિવાકર સૂર્ય ભગવાન મને પ્રસન્ન હો.

मित्राय नमः ॥ रवये नमः ॥ सूर्याय नमः ॥ भानवे नमः ॥ खगाय नमः॥ पूष्णे नमः ॥ हिरण्यगर्भाय नमः ॥ मरीचये नमः ॥ आदित्याय नमः ॥ सवित्रे नमः ॥ अर्काय नमः ॥ भास्कराय नमः ॥ १२ ॥

મિત્ર, રવિ, સૂર્ય, ભાનુ, ખગ પૂષા, હિરણ્યગર્ભ મરિચિ, આદિત્ય, સવિતા, અર્ક અને ભાસ્કર એ બાર સૂર્યને વંદન કરૂં છું.

नमः सवित्रे जगदेकचक्षुषे जगत्प्रसूतिस्थितिनाशहेतवे ॥

त्रयीमयाय त्रिगुणात्मधारिणे विरंचिनारायणशंकरात्मने ॥१॥

જગતનાં જન્મ, સ્થિતિ અને વિનાશના કારણરૂપ, જગતની એક એક આંખ જેવા, ત્રણવેદ રૂપ તથા ત્રણ ગુણના ધારણ કરવાવાળા, શિવરૂપ સૂર્ય ભગવાનને મારા નમસ્કાર હો.

नमोऽस्तु सूर्याय सहस्ररश्मये सहस्रशाखान्वितसंभवात्मने ॥ सहस्रयोगोद्भवभावभागिने सहस्रसंख्यायुगधारिणे नमः ॥ २ ॥

હજારો કિરણોવાળા, હજારો શાખાવાળા, હજારો યોગથી ઉત્પન્ન કરેલ પદાર્થોને ભોગવનાર અને હજારો યુગને ધારણ કરવાવાળા આદિત્યને મારા વંદન છે.

आदित्यस्य नमस्कारं ये कुर्वंति दिने दिने ॥
जन्मांत्तरसहस्त्रेषु दारिद्र्यंनोपजायते ॥ ३ ॥

જે માણસ હમેશાં સૂર્યનારાયણની વંદના કરે છે તેને સહસ્ર જન્માંતરે પણ દારિદ્ર આવતું નથી.

॥ शतानीक उवाच ॥

कथमादित्यमुद्यंतमुपतिष्ठेद्द्विजोत्तम ॥
एतन्मे ब्रूहि विप्रेंद्र प्रपद्ये शरणं तव ॥ १ ॥

શતાનિક રાજા બોલ્યા. હે દ્વિજોત્તમ? ઉગતા સૂર્યની કઇ રીતે વંદના કરવી તે મને કહો, હે વિપ્રેન્દ્ર! હું આપને શરણે આવ્યો છું.

॥ सुमंतुरुवाच ॥

इदमेव पुरा पृष्टं शंखचक्रगदाधरम् ॥
प्रणम्य शिरसा देवमर्जुनेन महात्मना ॥ २ ॥

સુમન્ત ઋષિ બોલ્યા. મહાત્મા અર્જુને આજ સવાલ શંખ, ચક્ર તથા ગદા ધારણ કરનાર શ્રીકૃષ્ણ ભગવાનને પૂછ્યો હતો.

कुरुक्षेत्रे महाराज निवृत्ते भारते रणे ॥
कृष्णनाथं समासाद्य प्रार्थयित्वाब्रवीदिदम् ॥ ३ ॥

કુરૂક્ષેત્રમાં મહાભારત યુદ્ધથી નિવૃત્ત થતાં અર્જુને શ્રીકૃષ્ણ પાસે જઇને પ્રાર્થના કરી આ પ્રમાણે પૂછયું હતું.

॥ अर्जुन उवाच ॥

ज्ञानं च धर्मशास्त्राणां गुह्याद्गुह्यतरं तथा ॥
मया कृष्ण परिज्ञातं वाङ्मयं सचराचरम् ॥ ४ ॥

અર્જુન બોલ્યા, હે પ્રભુ, ધર્મશાસ્ત્રનું ગૂઢમાં ગૂઢ જ્ઞાન મેં આપની પાસેથી સાંભળ્યું. સચરાચર વ્યાપી વાઙ્મયથી પણ હું જાણકાર બન્યો છું.

सूर्यस्तुतिमयं न्यासं वक्तुमर्हसि माधव ॥
भक्त्या पृच्छामि देवेश कथयस्व प्रसादतः ॥ ५ ॥

હે માધવ! દયા કરીને મને સૂર્ય સ્તુતિનો ન્યાસ કહો. ભક્તિ પૂર્વક હું પૂછું છું તો મારા પર અનુગ્રહ કરો.

सूर्यभक्तिं करिष्यामि कथं सूर्यं प्रपूजयेत् ॥
तदहं श्रोतुमिच्छामि त्वत्प्रसादेन यादव ॥ ६ ॥

સૂર્યની ભક્તિ તથા પૂજન હું કરીશ પણ તે કેવી રીતે કરવી હે યાદવ, હું આપની કૃપાથી તે શ્રવણ કરવાની ઇચ્છા રાખું છું

॥ श्रीभगवानुवाच ॥

रुद्रादिदैवतैः सर्वैः पृष्टेन कथितं मया ॥
वक्ष्येऽहं सूर्यविन्यासं शृणु पांडव यत्नतः ॥ ७ ॥

શ્રીભગવાન બોલ્યા, હે પાંડવ, રુદ્ર આદિ સર્વ દેવતાઓએ મું પૂછ્યું હતું, અને તેમને મેં સૂર્યનો જે ન્યાસ કહ્યો હતો, તે તને હું કહું છું. તું યત્નપૂર્વક સાંભળ.

अस्माकं यत्त्वया पृष्टमेकचित्तो भवार्जुन ॥
तदहं संप्रवक्ष्यामि आदिमध्यावसानकम् ॥ ८ ॥

હે અર્જુન હું જે કહું છું તે તું એકાગ્ર ચિત્તથી સાંભળ. આદિ, મધ્ય અને છેવટ પર્યન્તની વિધિ તને કહીશ.

॥ अर्जुन उवाच ॥

नारायण सुरश्रेष्ठ पृच्छामि त्वां महायशः ॥
कथमादित्यमुद्यंतमुपतिष्ठेत्सनातनम् ॥ ९ ॥

અર્જુન બોલ્યો, સુરશ્રેષ્ઠ, મહાયશવાળા નારાયણ! હે સનાતન. ઉગતા સૂર્યનું સેવન મારે શી રીતે કરવું તે કહો,

॥ श्रीभगवानुवाच ॥

साधु पार्थ महाबाहो बुद्धिमानसि पांडव ॥
यन्मां पृच्छस्युपस्थाने तत्पवित्रं विभावसोः ॥ १० ॥

શ્રી ભગવાન્ બોલ્યા, હે પાંડવ, હે મહાબાહો! તું બુદ્ધિમાન્ છે. સૂર્યનું સેવન જેને માટે ઉત્તમ પ્રશ્ન પૂછ્યા તે અતિ પવિત્ર છે.

सर्वं मंगल मांगल्यं सर्व पाप प्रणाशनम् ॥
सर्व रोग प्रशमनमायुर्वर्धनमुत्तमम् ॥ ११ ॥

સર્વે મંગળનું પણ મંગળ, સર્વ પાપનો વિનાશક, સર્વ રોગોનું શામક અને આયુષને વધારનાર સૂર્યનું સેવન સૌથી ઉત્તમ છે.

अमित्रदमनं पार्थ संग्रामे जयमुत्तमम् ॥
वर्धनं धनपुत्राणामादित्यहृदयं शृणु ॥ १२ ॥

શત્રુ દમનાર, યુદ્ધમાં જય અપાવનાર અને સંપત્તિ તથા સંતતિ વધારનાર આદિત્ય હૃદયને સાંભળ.

यच्छ्रुत्वा सर्वपापेभ्यो मुच्यते नात्र संशय ॥
त्रिषु लोकेषु विख्यातं निःश्रेयसकरं परम ॥ १३ ॥

એ સાંભળવાથી સર્વ પાપથી મુક્ત થશે એમાં જરાપણ સંશય નથી. એ ત્રિલોકમાં કીર્તિ વધારનાર અને કલ્યાણકારક છે.

देवदेवं नमस्कृत्य प्रातरुत्थाय चार्जुन ॥
विघ्नान्यनेकरूपाणि नश्यंति स्मरणादपि ॥ १४ ॥

હે અર્જુન! સવારમાં ઉઠીને દેવોના પણ એ દેવને નમસ્કાર કરવાથી, એનું સ્મરણ માત્ર કરવાથી અનેક પ્રકારના વિઘ્નોનો વિનાશ થાય છે

तस्मात्सर्वप्रयत्नेन सूर्यमाराधयेत्सदा ॥
सादित्य हृदयं नित्यं जाप्यं तच्छृणु पांडव ॥ १५ ॥

હે અર્જુન! એટલા માટેજ હંમેશાં ધ્યાન પૂર્વક સૂર્યને આરાધના અને આદિત્ય હૃદયના નિત્ય જપ કરવા તે બધું તું શ્રવણ કર.

यज्जपन्मुच्यते जंतुर्दारिद्र्यादाशु दुस्तरात् ॥
लभते च महासिद्धिं कुष्ठव्याधिविनाशनम् ॥ १६ ॥

જેનો જપ કરવાથી માનવ દુસ્તર દારિદ્ર્યથી તરત વિમુક્ત થાય છે. વ્યાધિ નાશ પામે છે. તથા મહાસિદ્ધિ મેળવે છે.

अस्मिन्मंत्रे ऋषिश्छंदो देवता शक्तिरेव च ॥
सर्वमेव महाबाहो कथयामि तवाग्रतः ॥ १७ ॥

આ મંત્રમાં ઋષિ, છન્દો, અને દેવની શકિત પણ છે. મહાબાહુ અર્જુન! એ બધું હું તને કહું છું.

मयातो गोपितं न्यासं सर्वशास्त्रप्रतिबोधितम् ॥
अथ ते कथयिष्यामि उत्तमं मंत्रमेव च ॥ १८ ॥

સૌ શાસ્ત્રે એ જણાવેલો અને મેં ગુપ્ત રાખેલો એવો એ ન્યાસ છે તે તથા ઉત્તમ મંત્ર એ સર્વ હું તને કહીશ.

ॐ अस्य श्रीआदित्यहृदयस्तोत्रमंत्रस्य ॥ श्रीकृष्ण ऋषिः ॥ श्रीसूर्यात्मा त्रिभुवनेश्वरो देवता ॥ अनुष्टुप् छंदः ॥ हरितहयरथं दिवाकरं घृणिरिति बीजम् ॥ ॐ नमो भगवते जितवैश्वानर जातवेदस इति शक्तिः ॥ ॐ नमो भगवते आदित्याय नमः इति कीलकम् ॥ ॐ अग्निगर्भदेवता इति मंत्रः ॥ ॐ नमो भगवते तुभ्यमादित्याय नमोनमः ॥ श्रीसूर्यनारायणप्रीत्यर्थे जपे विनियोगः ॥ ॥ अथ न्यासः ॥ ॥ ॐ ह्राँ अंगुष्ठाभ्यां नमः ॥ ॐ ह्रीं तर्जनीभ्यां नमः ॥ ॐ ह्रूं मध्यमाभ्यां नमः ॥ ॐ ह्रैं अनामिकाभ्यां नमः ॥ ॐ ह्रौं कनिष्ठिकाभ्यां नमः ॥ ॐ ह्रः करतलकरपृष्ठाभ्यां नमः ॥ ॐ ह्रां हृदयाय नमः ॥ ॐ ह्रीं शिरसे स्वाहा ॥ ॐ ह्रूं शिखायै वषट् ॥ ॐ ह्रैं कवचाय हुम् ॥ ॐ

ह्रौं नेत्रत्रयाय वौषट् ॥ ॐ ह्रः अस्त्राय फट् ॥ ॐ ह्रांह्रींह्रूंह्रैंह्रौंह्रः इति दिग्बंधः ॥

આ આદિત્ય હૃદય રૂપી સ્તોત્રના શ્રીકૃષ્ણ ઋષી છે, ત્રિભુવનના ઇશ્વર શ્રી સૂર્યનારાયણ છે અને સ્તોત્ર અનુષ્ટુપ છંદમાં છે. લીલા ઘોડાના રથવાળા સૂર્ય જેના બીજ છે. વૈશ્વનર કામના જાત વેદને જીતનાર સૂર્ય ભગવાનને નમસ્કાર છે એ શક્તિ છે. ભગવાન્ આદિત્યને નમસ્કાર છે. એ ખીલો છે. એ બ્રહ્મરૂપ અગ્નિ દેવતા ગર્ભ છે. એ મંત્ર છે. હે આદિત્ય નારાયણ તમને નમસ્કાર છે નમસ્કાર છે. નમસ્કાર છે. શ્રીસૂર્યનારાયણની પ્રીતિ અર્થે આ જપ કરીશ એ વિનિયોગ છે. હવે ન્યાસ. ઓમ્ હ્રાં અંગુઠાને વદન છે. ઓમ્ હ્રીં તર્જનીને, ઓમ્ હ્રું મધ્યમાને નમસ્કાર છે. ઓમ્ હ્રૈં અનામિકાને નમસ્કાર છે. ઓમ્ હ્રૌં, કનિષ્ઠકાને નમસ્કાર છે. ઓમ્ હ્રઃ હથેલીના પાછલા ભાગને નમસ્કાર છે, ઓમ્ હ્રાં હૃદયને નમસ્કાર છે, ઓમ્ હ્રીં માથાને, ઓમ્ હ્રું ચોટલીને ઓમ્ હ્રૈં કવચને, ઓમ્ હ્રૌં ત્રણ ત્રણ આંખને, ઓમ્ હ્રઃ અસ્ત્રને, ઓમ્ હ્રાં, હ્રીં હ્રૂં, હ્રૈં હ્રૌં હ્રઃ, આ પ્રમાણે દિશા બાંધવી.

॥ अथ ध्यानम् ॥

भास्वद्रत्नाढ्यमौलिः स्फुरदधररुचा रंजितश्चीरुकेशो
भास्वान्वै दिव्यतेजाः करकमलयुतः स्वर्ण वर्णः प्रभाभिः॥
विश्वाकाशावकाशग्रहपतिशिखरे भाति यश्चोदयाद्रौ सर्वा-
नंदप्रदाता हरिहरनमितः पातु मां विश्वचक्षुः ॥ १ ॥

ધ્યાન. તેજોમય રત્ના યુક્ત મુકુટવાળા, તથા સુંદર રૂચીકર કેશ અને હોઠવાળા, દિવ્ય તેજયુક્ત કર કમળ વડે સુવર્ણ સમાન તેજ રેખાઓવાળા, ને પોતાના ઉદયથી વિશ્વ, આકાશ, અવકાસ, ગ્રહપતિ અને શિખરોને શોભાવતા અને સર્વને આનંદદાતા તથા હરિહર જેને નમસ્કાર કરે છે એવા વિશ્વચક્ષુ સૂર્યનારાયણુ મને સંરક્ષો.

पूर्वमष्टदलं पद्मं प्रणवादिप्रतितिष्ठतम् ॥
मायाबीजं दलाष्टाग्रे यंत्रमुद्धारयेदिति ॥ २ ॥

પહેલાં આઠ કમળ, પ્રણવ, વિગેરેની સ્થાપના કર, બાદ આઠ પાંખડીના કમળની પાસે માયા બીજ મંત્ર કાઢવો.

आदित्यं भास्करं भानुं रविं सूर्यं दिवाकरम् ॥
मार्तंडं तपनं चेति दलेष्वष्टसु योजयेत् ॥ ३ ॥

આદિત્ય, ભાનુ, ભાસ્કર, રવિ, સૂર્ય, દિવાકર, માર્તન્ડ, અને તપન એ આઠ નામો પાંખડીના કમળામાં યોજવા.

दीप्ता सूक्ष्मा जया भद्रा विभूतिर्विमला तथा ॥ ४ ॥
अमोघा विद्युता चेती मध्ये श्रीः सर्वतोमुखी ॥ ४ ॥

દિપ્ત, સુક્ષ્મા, જયા, ભદ્રા, વિભુતિ, વિમળા, મોઘા અને વિદ્યુતા એ આઠ શકિતઓ પણ યોજવી.

सर्वज्ञः सर्वगश्चैव सर्वकारणदेवता ॥
सर्वेश सर्वहृदयं नमामि सर्वसाक्षिणम् ॥ ५ ॥

સર્વજ્ઞ, સર્વમાં પ્રવેશ કરનાર, સર્વના કારણરૂપ દેવતા, સર્વના પ્રભુ અને સર્વના હૃદયના સાક્ષી એવા સૂર્યનારાયણુને હું નમું છું.

सर्वात्मा सर्वकर्ता च सृष्टिजीवनपालकः ॥
हितः स्वर्गापवर्गश्च भास्करेश नमोऽस्तु ते ॥ ६ ॥

॥ इति प्रार्थना ॥

સર્વના આત્મા, સર્વના કરનાર, અને સૃષ્ટિના જીવોના પાલક તથા હિત કરનારા અને સ્વર્ગ અપવર્ગ કરનારા શ્રીભાસ્કરને હું નમસ્કાર કરું છું.

नमो नमस्तेऽस्तु सदा विभावसो सर्वात्मने सप्तहयाय भानवे ॥ अनंतशक्ते मणिभूषणेन ददस्वभुक्तिं मम मुक्तिमव्ययाम् ॥ ७ ॥

હે સર્વાત્મા! હે સર્વને પ્રકાશિત કરનારા સાત ઘોડાવાળા, અનંત શક્તિ, આપને વારંવાર નમું છું. આપ કૃપા કરી મણી ભુષણની કાંતિ વડે સુખ અને મોક્ષ આપો.

अर्कं तु मूर्ध्नि विन्यस्य ललाटे तु रविं न्यसेत् ॥
विन्यसेन्नेत्रयोः सूर्यं कर्णयोश्च दिवाकरम् ॥ ८ ॥
नासिकायांन्यसेद्भानुं मुखे वै भास्करं न्यसेत ॥
पर्जन्यमोष्ठयोश्चैव तीक्ष्णं जिह्वांतरे न्यसेत् ॥ ९ ॥
सुवर्णरेतसं कंठे स्कंधयोस्तिग्मतेजसम् ॥
बाह्वोस्तु पूषणं चैव मित्रं वै पृष्ठतो न्यसेत् ॥ १० ॥

માથામાં અર્ક તથા કપાળે રવિ તથા બે આંખમાં સુર્યને તથા કુંડલરૂપે દિવાકર, નાકમાં ભાનુ, મ્હોંમાં ભાસ્કર, હોઠમાં પર્જન્ય,

જીભમાં તીક્ષ્ણ તથા કન્ઠમાં સુવર્ણ સરખા, કંઠમાં તથા ખાંધે તિગ્ર તેજવાળા તથા બે હાથમાં પૂષને તથા પીઠે તે તે ભાગનું તે તે સૂર્યનારાયણ સંરક્ષણ કરો.

**वरुणं दक्षिणे हस्ते त्वष्टारं वामतः करे ॥**
**हस्तावुष्णकरः पातु हृदयं पातु भानुमान् ॥ ११ ॥**

જમણા હસ્તે વરુણ તથા ડાબા હાથને ઉષ્ણકર સૂર્ય સંરક્ષો અને હૃદયનું ભાનુમાન સૂર્ય રક્ષણ કરો.

**उदरे तु यमं विद्यादादित्यं नाभिमंडले ॥**
**कट्यां तु विन्यसेद्धंसं रुद्रमूर्वोस्तु विन्यसेत् ॥ १२ ॥**

પેટમાં યમ નામના સૂર્યને, નાભી મંડળમાં આદિત્ય, કમરમાં હંસ અને સાથળોમાં રુદ્ર નામના સુર્ય તે સ્થળોનું સંરક્ષણ કરો.

**जान्वोस्तु गोपतिं न्यस्य सवितारं तु जंघयोः ॥**
**पादायोश्च विवस्वंतं गुल्फयोश्च दिवाकरम् ॥ १३ ॥**

ઢીંચણમાં ગોપતિ, જાન્ઘમાં વિવિસ્વાન્ગ તથા પાણીમાં દિવાકર નામના સૂર્યનરાયણ રક્ષણ કરો.

**बाह्यतस्तु तमोध्वंसं भगमभ्यंतरे न्यसेत् ॥**
**सर्वाङ्गेषु सहस्रांशुं दिग्विदिक्षु भग न्यसेत् ॥ १४ ॥**

**॥ इति दिग्बंध ॥**

બાહ્ય તમોધ્વંશ, અંદર ભગ નામના આદિત્ય અને સર્વાંગે સહસ્ર કિરણોવાળા ભગ નામના તે તે દિશામાં સંરક્ષણ કરો.

**एष आदित्यविन्यासो देवानामपि दुर्लभः ॥**
**इमं भक्त्या न्यसेत्पार्थ स याति परमां गतिम् ॥१५॥**

આ આદિત્યનો ન્યાસ દુર્લભ છે, આ ન્યાસ ભક્તિપુર્વક કરવાથી મનુષ્ય મોક્ષગતિ મેળવે છે.

**कामक्रोधकृतात्पापान्मुच्यते नात्र संशयः ॥**
**सर्पादपि भयं नैव संग्रामेषु पथिष्वपि ॥ १६ ॥**

કામ અને ક્રોધથી કરેલા પાપથી, સર્પથી, સંગ્રામમાં અને રસ્તે પણ તેને કદિ ભય નીપજતો નથી.

**रिपुसंघट्टकालेषु तथा चोरसमागते ॥**
**त्रिसंध्यं जपतो न्यासं महापातकनाशनम् ॥ १७ ॥**

દુસ્મનનાં મેળાપમાં ચોરના સમાગમ વખતે તથા ત્રણે કાળે જો કોઈ આ ન્યાસ કરે તો તેના મહાપાપ નાશ પામે છે.

**विस्फोटकसमुत्पन्नं तीव्रज्वरसमुद्भवम् ॥**
**शिरोरोगं नेत्ररोगं सर्वव्याधिविनाशनम् ॥ १८ ॥**

વિસ્ફોટકથી ઉત્પન્ન થએલો, તાવ તથા માથા તથા આંખોના રોગ તથા બીજા પણ સર્વ વ્યાધિઓનો વિનાશ થાય છે.

**कुष्ठव्याधिस्तथा दद्रू रोगाश्च विविधाश्च ये ॥**
**जपमानस्य नश्यंति शृणु भक्त्या तदर्जुन ॥ १९ ॥**

હે અર્જુન! કોઢ, દરાજ, તથા બીજાં દરદો આ ન્યાસનો જપ કરવાથી નાશ પામે છે. માટે તે ભક્તિ પૂર્વક શ્રવણ કર.

**आदित्यो मंत्रसंयुक्त आदित्यो भुवनेश्वरः ॥**
**आदित्यान्नापरो देवो ह्यादित्यः परमेश्वरः ॥ २० ॥**

મંત્ર સંયુક્ત આદિત્ય એ ભુવનેશ્વર છે. આદિત્યથી બીજો

મોટો કોઇ દેવ નથી. આદિત્યજ પરમેશ્વર છે

आदित्यमर्चयेद्ब्रह्मा शिव आदित्यमर्चयेत् ॥
यदादित्ययं तेजो मम तेजस्तदर्जुन ॥ २१ ॥

હે અર્જુન! બ્રહ્મા, શંકર પણ સુર્યનું પૂજન કરે છે. સુર્યનું જે તેજ છે તે પણ મારૂંજ તેજ છે.

आदित्यं मंत्रसंयुक्तमादित्यं भुवनेश्वरम् ॥
आदित्यं ये प्रपश्यंति मां पश्यंति न संशयः ॥ २२ ॥

મંત્ર સંયુક્ત તથા ભુવનેશ્વર આદિત્યને જે જુએ છે, તે મનેજ જુએ છે એમાં શંકા નથી.

त्रिसंध्यामर्चयेत् सूर्यं स्मरेद्भक्त्या तु यो नरः ॥
न स पश्यति दारिद्र्यं जन्मजन्मानि चार्जुन ॥ २३ ॥

હે અર્જુન! ત્રણે સમય જે કોઇ આદિત્યનું ભક્તિપૂર્વક સેવન તથા સ્મરણ કરે તો તે જન્મોજન્મ દારિદ્રતાને પામતો નથી

एतत्ते कथितं पार्थ आदित्यहृदयं मया ॥
मुच्यते सर्वपापेभ्यः सूर्यलोके महीयते ॥ २४ ॥

હે પાર્થ! મેં તને જે આદિત્યહૃદય કહ્યું તે સાંભળવાથી જીવ સર્વ પાપથી મુક્ત થઇને સૂર્યલોકમાં જાય છે.

नमो भगवते तुभ्यमादित्याय नमो नमः ॥
आदित्यः सविता सूर्यः खगः पूषा गभस्तिमान् ॥ २५ ॥
सुवर्णस्फटिको भानुः स्फुरितो विश्वतापनः ॥
रविर्विश्वो महातेजाः सुवर्णः सुप्रबोधकः ॥ २६ ॥

हिरण्यगर्भस्त्रिशिरास्तपनो भास्करो रविः ॥
मार्तंडो गोपतिः श्रीमान्कृतज्ञश्च प्रतापवान् ॥ २७ ॥
तमिस्रहा भगो हंसो नासत्यश्च तमोनुदः ॥
शुद्धो विरोचनः केशी सहस्रांशुर्महाप्रभुः ॥ २८ ॥

ભગવત્ તમને વંદન છે. હે અદિતિના પુત્ર ! તમને વારંવાર નમસ્કાર છે, આદિત્ય, સવિતા, સુર્ય, ખગ, પુષા, ગભસ્તિમાન, સુવર્ણ સ્ફટિક, ભાનુ, સ્ફુરિત, વિશ્વતાપન, રવિ, વિશ્વ, મહાતેજ સુવર્ણ હિરણ્ય ગર્ભત્રિશિરા તપન, ભાસ્કર, રવિ, માર્તંડ, ગોપતિ શ્રીમાન કૃતજ્ઞ, અને પ્રતાપવાન, અંધકારનો નાશ કરનારાવાળા ભગ, હંસ, સત્ય, તમોનુદ, શુદ્ધ વિરોચન કેશી, હજાર કિરણોવાળા મહાપ્રભુ.

विवस्वान्पूषणो मृत्युर्मिहिरो जामदग्न्यजित् ॥
धर्मरश्मिः पतंगश्च शरण्यो मित्रहा तपः ॥ २९ ॥

વિવસ્વાન, પૂષણ, મૃત્યુ, મિહિર, જામદગ્ન્યજિત, ધર્મ રશ્મિ, પતંગ શરણ્ય, મિત્રહ તપ

दुर्विज्ञेयगतिः शूरस्तेजोराशिर्महायशाः ॥
शंभुश्चित्रांगदः सौम्यो हव्यकव्यप्रदायकः ॥ ३० ॥

દુર્વિજ્ઞેયગતિ, શૂર, તેજોરાશિ, મહાયશા, શંભુ, ચિત્રાંગદ, સૌમ્ય, હવ્યકવ્યને આપનાર.

अंशुमानुत्तमो देव ऋग्यजुः साम एव च ॥
हरिदश्वस्तमोदारः सप्तसप्तिर्मरीचिमान् ॥ ३१ ॥

અંશુમાન, ઉત્તમ, દેવ, રૂક્ યજુ, સામ, હરિમશ્વ. તમોદાર, સપ્તસપ્તિ, મરિચિમાન્

अग्निगर्भोऽदितेः पुत्रः शंभुस्तिमिरनाशन ॥
पूषा विश्वंभरी मित्रः सुवर्ण सुप्रतापवान् ॥ ३२ ॥

અગ્નિગર્ભ, અદિતિના પુત્ર, શંભુ, અંધકારનો નાશ કરનાર પૂષા, વિશ્વંભર, મિત્ર, સુવર્ણ સુપ્રતાપવાન.

आतपी मंडली भास्वान् तपनः सर्वतापनः ॥
कृतविश्वो महातेजाः सर्वरत्नमयोद्भवः ॥ ३३ ॥

આતપી, મંડળી, ભાસ્વાન, તપન. સર્વતાપન, કૃતવિશ્વ, મહાતેજ, સર્વ રત્નમય. ઉદ્ભવ.

अक्षरश्च क्षरश्चैव प्रभाकरविभाकरौ ॥
चंद्रश्चंद्रांगदः सौम्यो हव्यकव्यप्रदायकः ॥ ३४ ॥

અક્ષર, સાક્ષર, પ્રભાકર, વિભાકર, ચંદ્ર, ચંદ્રાંગદ, સૌમ્ય, હવ્યકવ્ય આપનાર.

अंगारकोंऽगदो हस्ती रक्तांगश्चांगवर्धनः ॥
बुद्धो बुद्धासनो बुद्धिर्बुद्धात्मा बुद्धिवर्धनः ॥ ३५ ॥

અંગારક, અંગદ, અગસ્ત, રક્તાંગ, અંગવર્ધન, બુદ્ધ, બુદ્ધાસન, બુદ્ધિ બુદ્ધાત્મા, બુદ્ધિ વધારનારા.

बृहद्भानुर्बृहद्भासो बृहद्धामा बृहस्पतिः ॥
शुक्रस्तत्वं शुक्ररेतास्तत्वं शुक्रांगः शुक्रभूषणः ॥ ३६ ॥

બૃહદ્‌ભાનુ, બૃહદ્‌ભાસ, બૃહદ્‌ધામા બૃહસ્પતિ, સફેદ વીર્યવાળ સફેદ અંગવાળા અને સફેદ ભુષણવાળા, તમે છો.

**शनिमान्शनिरूपरत्वं शनैर्गच्छसि सर्वदा ॥**
**अनादिरादिरादित्यस्तेजोराशिर्महातपाः ॥ ३७ ॥**

શનિમાન, શનિરૂપ અને હમેશાં ધીમેથી જાઓ છો. અનાદિ પણ આદિ, તેજના ભંડારરૂપ, અને મહા તપવાળા આદિત્ય તમે છે

**अनादिरादिरूपस्त्वमादित्यो दिक्पतिर्यमः ॥**
**भानुमान्भानुरूपस्त्वं स्वर्भानुर्भानुदीप्तिमान् ॥ ३८ ॥**

આદિનાથ આદિરૂપ, દિનપતિ, યમ એવા આપ આદિત્ય છે ભાનુમાન, ભાનુરૂપ, સ્વર્ગના ભાનુ, દીપ્તીમાન છે.

**धूमकेतुर्महाकेतुः सर्वकेतुरनुत्तमः ॥**
**तिमिरावरणः शंभुः स्रष्टा मार्कंड एव च ॥ ३९ ॥**

ધૂમકેતુ મહાકેતુ, સર્વકેતુ, ઉત્તમ, તિમિરાવરણ, શંભુ સ્રષ્ટ માર્ત્તન્ડ એ પણ આપ છો.

**नमः पूर्वाय गिरये पश्चिमाय नमो नमः ॥**
**नमोत्तराय गिरये दक्षिणाय नमो नमः**

પૂર્વગીરીને અને પશ્ચિમગીરીને નમસ્કાર છે તથા દક્ષિણ અં ઉત્તરના ગીરીને વારંવાર નમસ્કાર છે.

**नमो नमः सहस्रांशो ह्यादित्याय नमो नमः ॥**
**नमः पद्मप्रबोधाय नमस्ते द्वादशात्मने नमः ॥ ४१ ॥**

સહસ્ર કિરણોવાળા આદિત્યને નમસ્કાર છે, પદ્મપ્રબોધને નમસ્કા છે, દ્વાદશાત્મનને નમસ્કાર છે.

नमो विश्वप्रबोधाय नमो भ्राजिष्णुजिष्णवे ॥
ज्योतिषे च नमस्तुभ्यं ज्ञानार्काय नमो नमः ॥४२

વિશ્વને જ્ઞાન આપનાર આદિત્યને નમસ્કાર છે. પ્રકાશિત સું સુર્યને વંદન છે. જ્ઞાનાર્ક રૂપી સૂર્ય ભગવાનને વંદન છે.

प्रदीप्ताय प्रगल्भाय युगांताय नमो नमः ॥
नमस्ते होतृपतये पृथिवीपतये नमः ॥ ४३ ॥

પ્રદીપ્ત અને પ્રગલ્ભ તથા યુગના અન્તે પણ ટકવનારને નમસ્ છે. હોતૃપતિને, પૃથ્વીપતિને નમસ્કાર છે.

नमोंकार वषट्कार सर्वयज्ञ नमोऽस्तु ते ॥
ऋग्वेदादियजुर्वेद सामवेद नमोस्तु ते ॥ ४४ ॥

ઓંકાર, વષટ્કાર અને સર્વ યજ્ઞને નમસ્કાર છે. રૂગ્, યજુ ચ સામવેદરૂપ, આદિત્યને નમસ્કાર છે.

नमो हाटकवर्णाय भास्कराय नमो नमः ॥
जयाय जयभद्राय हरिदश्वाय ते नमः ॥ ४५ ॥

હાટકવર્ણને ભાસ્કરને નમસ્કાર છે. જયા તથા જયભદ્ર તથા લીલે ઘોડાવાળા આદિત્યને નમસ્કાર છે.

दिव्याय दिव्यरूपाय ग्रहाणां पतये नमः ॥
नमस्ते शुचये नित्यं नमः कुरुकुलात्मने ॥ ४६ ॥

દિવ્ય, દિવ્યરૂપવાળા ગ્રહોના પતિને નમસ્કાર છે. શુદ્ધ, ગુરૂકુળ આત્માને હંમેશાં વંદન છે.

नमस्त्रैलोक्यनाथाय भूतानां पतये नमः ॥
नमः कैवल्यनाथाय नमस्ते दिव्यचक्षुषे ॥ ४७ ॥

ત્રિલોકનાથને નમસ્કાર છે, જીવોના પતિને નમસ્કાર છે, કૈવલ્ય-નાથને, અને દિવ્યચક્ષુવાળા આદિત્યને નમસ્કાર છે.

त्वं ज्योतिस्त्व द्युतिब्रह्मा त्वं विष्णुस्त्वं प्रजापतिः ॥
त्वमेव रुद्रो रुद्रात्मा वायुरग्निस्त्वमेव च ॥ ४८ ॥

તમે જ્યોતિ છો, તમે દ્યુતિ છો, બ્રહ્મા, વિષ્ણુ અને પ્રજાપતિ પણ તમેજ છો. રૂદ્ર, રૂદ્રાત્મા, વાયુ, તથા અગ્નિ પણ તમેજ છો.

योजनानां सहस्रे द्वे द्वे शते द्वे च योजने ॥
एकेन निमिषार्धेन क्रममाण नमोऽस्तु ते ॥ ४९ ॥

બે હજારને બસો યોજનનો રસ્તો એક નિમિષના અર્દ્ધ ભાગ જેટલા કાળમાં ફરનાર આપને મારા વંદન છે.

नवयोजनलक्षाणि सहस्रद्विशतानि च ॥
यावद्घटीप्रमाणेन क्रममाण नमोऽस्तु ते ॥ ५० ॥

નવ લાખ અને બે હજાર યોજન જેટલો રસ્તો આપ એક ઘડીમાં પસાર કરનાર આપને મારા વંદન છે.

अग्रतश्च नमस्तुभ्यं पृष्ठतश्च सदा नमः ॥
पार्श्वतश्च नमस्तुभ्यं नमस्ते चास्तु सर्वदा ॥ ५१ ॥

આપને આગળથી પણ નમસ્કાર છે અને પાછળથી પણ સદા

વંદન છે. બાજુમાં પણ વંદન છે. તથા સર્વદા આપને નમસ્કાર છે.

नमः सुरारिहंत्रे च सोमसूर्याग्निचक्षुषे ॥
नमो दिव्याय व्योमाय सर्वतंत्रमयाय च ॥ ५२ ॥

સુરોના શત્રુને સંહારનાર તથા સોમ, સૂર્ય અને અગ્નિના નેત્રવાળા તમને વંદન છે. દિવ્ય, આકાશરૂપ, અને સર્વ તંત્રના કારણભુત એવા આપને નમસ્કાર છે.

नमो वेदांतवेद्याय सर्वकर्मादिसाक्षिणे ॥
नमो हरितवर्णाय सुवर्णाय नमो नमः ॥ ५३ ॥

વેદાન્તને જાણનાર, સર્વ કર્મના સાક્ષિ આદિત્યને વંદન છે. લીલા વર્ણવાળા અને સુવર્ણ જેવા શરીરવાળા આપને વંદન છે.

अरुणो माघमासे तु सूर्यो वै फाल्गुने तथा ॥
चैत्रमासे तु वेदांगो भानुर्वैशाखतापनः ॥ ५४ ॥

માઘમાસે અરૂણ, ફાગણમાં સૂર્ય, ચૈત્ર માસમાં વેદાંગ અને વૈશાખમાં ભાનુ નામનો આદિત્ય છે.

ज्येष्ठमासे तपेदिंद्र आषाढे तपते रविः ॥
गभस्तिः श्रावणे मासे यमो भाद्रपदे तथा ॥ ५५ ॥

જેઠ માસમાં ઈંદ્ર તપે છે, અષાઢમાં રવિ તપે છે, શ્રાવણ માસમાં ગભસ્તિ અને ભાદરવામાં યમ તપે છે.

इषे सुवर्णरेताश्च कार्तिके च दिवाकरः ॥
मार्गशीर्षे तपेन्मित्रः पौषे विष्णुः सनातनः ॥ ५६ ॥

આશ્વિન માસમાં સુવર્ણરેતા, કાર્તિકમાં દિવાકર, માગશર માસમાં મિત્ર, અને પોષ માસમાં સનાતન વિષ્ણુ નામના આદિત્ય તપે છે,

पुरुषस्त्वधिके मासे मासाधिक्येषु कल्पयेत् ॥
इत्येते द्वादशादित्याः कश्यपेयाः प्रकीर्तिताः ॥ ५७ ॥

અધિક માસમાં પુરૂષ નામે આપ તપો છો એમ કલ્પેલું છે. આ પ્રમાણે બાર આદિત્યને કશ્યપજીના પુત્ર કહેલા છે.

उग्ररूपा महात्मानस्तपंते विश्वरूपिणः ॥
धर्मार्थकाममोक्षाणां प्रस्फुटा हेतवो नृप ॥ ५८ ॥

ઉગ્રરૂપવાળા, વિષ્ણુરૂપ, મહાત્મા સૂર્ય ધર્મ, અર્થ કામ અને મોક્ષ માટે તપ્યા કરે છે.

सर्वपापहरं चैवमादित्यं संप्रपूजयेत् ॥
एकधा दशधा चैव शतधा च सहस्रधा ॥ ५९ ॥

સર્વ પાપહારક આદિત્યનું સારી રીતે પ્રેમપૂર્વક એક પ્રકારે, દશ પ્રકારે સો તથા હજાર પ્રકારે પુજન કરે.

तपंते विश्वरूपेण सृजंति संहरंति च ॥
एष विष्णुः शिवश्चैव ब्रह्मा चैव प्रजापतिः ॥ ६० ॥

વિશ્વરૂપે આદિત્ય તપે છે, સર્જે છે અને સંહારે છે; એ આદિત્ય વિષ્ણુ, શિવ, બ્રહ્મા અને પ્રજાપતિ છે.

महेंद्रश्चैव कालश्च यमो वरुण एव च ॥

नक्षत्रग्रहताराणामधिपो विश्वतापनः ॥ ६१ ॥

મહેન્દ્ર, યમ, કાળ, વરૂણ, નક્ષત્ર, ગ્રહ, તારાના આધિશ્વર, વિશ્વતાપન પણ એજ આદિત્ય છે.

वायुरग्निर्धनाध्यक्षो भूतकर्ता स्वयंप्रभुः ॥
एष देवो हि देवानां सर्वमाप्यायते जगत् ॥ ६२ ॥

વાયુ, અગ્નિ, કુબેર જીવોના ઉત્પાદક એજ છે. દેવોના દેવ અને જગતનો સર્જક એ પોતેજ છે.

एष कर्ता हि भूतानां संहर्ता रक्षकस्तथा ॥
एष लोकानुलोकश्च सप्तद्वीपाश्च सागराः ॥ ६३ ॥

જીવોને ઉત્પન્ન કરનારો, સંહારનાર અને સંરક્ષનાર, લોકાનુલોક સાત દ્વીપ અને સાગર પણ આદિત્ય ભગવાન્ છે.

एष पातालसप्तस्थो दैत्य दानव राक्षसाः ॥
एष धाता विधाता च बीजं क्षेत्रं प्रजापतिः ॥ ६४ ॥

સાત પાતાળમાં વસનાર, દૈત્ય દાનવ, રાક્ષસ ધાતા, વિધાતા, બીજ, ક્ષેત્ર અને પ્રજાપતિ પણ આદિત્ય ભગવાન્ છે.

एष एव प्रजा नित्यं संवर्धयति रश्मिभिः ॥
एष यज्ञः स्वधा स्वाहा ह्रीः श्रीश्च पुरुषोत्तमः ॥ ६५ ॥

કિરણો દ્વારા પ્રજાની વૃદ્ધિ કરનાર એજ સૂર્ય નારાયણ છે. યજ્ઞ, લક્ષ્મી અને બુદ્ધિ તથા પુરૂષોત્તમ પણ તેજ છે.

एष भूतात्मको देवः सूक्ष्मोऽव्यक्तः सनातनः ॥

**इश्वर सर्वभूतानां परमेष्ठी प्रजापतिः ॥ ६६ ॥**

જીવ માત્રના દેવ, સૂક્ષ્મ, વ્યક્ત અને સનાતન, જીવ માત્રના ઇશ્વર, પ્રજાપતિ અને સંરક્ષણ કરનાર એ આદિત્યજ છે.

**कालात्मा सर्वभूतात्मा वेदात्मा विश्वतोमुखः ॥**
**जन्ममृत्युजराव्याधि संसारभयनाशनः ॥ ६७ ॥**

કાલાત્મા, જીવ માત્રના આત્મા, વેદાત્મા, વિશ્વરૂપી મુખવાળા તથા જન્મ મૃત્યુ, જરા, વ્યાધિ અને સંસાર ભયનો નાશ કરનાર પણ તેજ છે.

**दारिद्र्यव्यसनध्वंसी श्रीमान्देवो दिवाकरः ॥**
**विकर्तनो विवस्वांश्च मार्तंडो भास्करो रविः ॥ ६८ ॥**

દારિદ્ર, તથા વ્યસનનો નાશ કરનાર, લક્ષ્મી આપનાર, દેવ જેવા દિવાકર, પાપાત્માનો નાશ કરનાર માર્તન્ડ, પ્રકાશ આપનાર રવિ છે.

**लोकप्रकाशकः श्रीमाँल्लोकचक्षुर्ग्रहेश्वरः ॥**
**लोकसाक्षी त्रिलोकेशः कर्ता हर्ता तमिस्रहा ॥ ६९ ॥**

ત્રણે જગતને પ્રકાશ આપનાર, ત્રણે લોકના ચક્ષુ તથા ગ્રહોના ઇશ્વર, લોકસાક્ષી, ત્રિલોકેશ કર્તા, સંહારક, અને તિમીર ટાળનાર છે.

**तपनस्तापनश्चैव शुचिः सप्ताश्ववाहनः ॥**
**गभस्तिहस्तो ब्रह्मण्यः सर्वदेव नमस्कृतः ॥ ७० ॥**

તપનાર, તપાવનારી, પવિત્ર અને સાત ઘોડાના વાહનવાળા, હાથમાં કિરણો ધરાવનાર બ્રહ્મણ્ય અને સર્વદેવ નમસ્કાર કરે છે.

એવા આદિત્ય છે.

आयुरारोग्यमैश्वर्यं नरा नार्यश्च मंदिरे ॥
यस्य प्रसादात्संतुष्टिरादित्यहृदयं जपेत् ॥ ७१ ॥

સંતુષ્ટ થઇને જે નરનારી આદિત્યહૃદયનો જાપ કરે છે તેને આયુ, આરોગ્ય, અને ઐશ્વર્ય એમની કૃપાથી મળે છે.

इत्येतैर्नामभिः पार्थ आदित्यं स्तोति नित्यशः ॥
प्रातरुत्थाय कौन्तेय तस्य रोगभयं नहि ॥ ७२ ॥

હે અર્જુન! આ બધાં નામ પ્રમાણે જે માણસ સવારમાં ઉઠીને આદિત્યની સ્તુતિ કરે છે તેને રોગનો ભય રહેતો નથી.

पातकान्मुच्यते पार्थ व्याधिभ्यश्च न संशयः ॥
एकसंध्यं द्विसंध्यं वा सर्वपापैः प्रमुच्यते ॥ ७३ ॥

હે પાર્થ! પ્રાતઃકાળે કે સંધ્યાએ અગર તો બન્ને વખત એની સ્તુતિ કરનાર પાપથી અને વ્યાધિથી મુક્ત થાય છે એમાં સંશય નથી.

त्रिसंध्यं जपमानस्तु पश्येच्च परमं पदम् ॥
यदह्ना कुरुते पापं तदह्ना प्रतिमुच्यते ॥ ७४ ॥

ત્રણે સંધ્યિએ સૂર્યનો પાઠ કરનાર પરમપદને પામે છે, અને રોજ એકવાર પાઠ કરે છે તે દિવસના પાપથી વિમુક્ત બને છે.

तद्रात्र्या कुरुते पापं तद्रात्र्या प्रतिमुच्यते ॥
दद्रुस्फोटककुष्टानि मंडलानि विषुचिका ॥ ७५ ॥

જે રાતના પાપ કર્યું હોય, તે રાતના પાપથી તથા દાદર, વિસ્ફોટક, કોઢ અને મહામારી વિગેરે રોગથી મુક્ત બને.

सर्वव्याधिमहारोग भूतबाधास्तथैव च ॥
डाकिनी शाकिनी चैव महारोगभयं कुतः ॥ ७६ ॥

સર્વ વ્યાધીઓ, મહારોગ તથા ભૂત પીશાચની બાધાઓ ડાકણ, શાકણની પીડાનો આ પાઠ કરનારને ભય નથી હોતો.

ये चान्ये दुष्टरोगाश्च ज्वरातीसारकादयः ॥
जपमानस्य नश्यंति जीवेच्च शरदां शतम् ॥ ७७ ॥

તે વિના જે બીજા દુષ્ટ રોગો, જવર અને અતિસાર વગેરે સૂર્યનો જપ કરવાથી નાશ પામે છે. અને પાઠ કરનાર સો વર્ષ જીવે છે.

संवत्सरेण मरणं यदा तस्य ध्रुवं भवेत् ॥
अशीर्षा पश्यति च्छायामहोरात्रं धनंजय ॥ ७८ ॥

હે ધનંજય! એક સંવત્સરમાં મરનાર હોય તે પોતાના શિર વેનાની છાયા જુએ છે છતાં તેવો માણસ પણ પાઠ કરે તો તે પણ સુખ મેળવે છે

यस्त्विदं पठते भक्त्या भानोर्वारे महात्मनः ॥
प्रातःस्नाने कृते पार्थ एकाग्रकृतमानसः ॥ ७९ ॥
सुवर्णचक्षुर्भवति न चांधस्तु प्रजायते ॥
पुत्रवान् धनसंपन्नो जायते चारुजः सुखी ॥ ८० ॥

હે પાર્થ! જે માણસ રવિવારે પ્રાતઃસ્નાન કરી એકાગ્ર ચિત્તે

ભક્તિપૂર્વક આ પાઠ કરે છે, તે સુવર્ણ જેવી આંખોવાળો બને છે અને તે આંધળો થતો નથી, ઉપરાંત તે પુત્રવાન્, ધનવાન અને સુખી બને છે.

सर्वसिद्धिमवाप्नोति सर्वत्र विजयी भवेत् ॥
आदित्यहृदयं पुण्यं सूर्यनामविभूषितम् ॥ ८१ ॥

આ પાઠ કરનાર સર્વ સિદ્ધિને પામે છે, સર્વત્ર વિજય પામે છે. સૂર્યના નામથી વિભૂષિત આદિત્યહૃદય પુણ્ય દે છે.

श्रुत्वा च निखिलं पार्थ सर्वपापैः प्रमुच्यते ॥।
अत परतरं नास्ति सिद्धिकामस्य पांडव ॥ ८२ ॥

હે પાંડવ! આદિત્યહૃદયને સાંભળનાર સર્વ પાપથી મુક્ત થાય છે. એનાથી વધારે દાતા તથા કામના પૂર્ણ કરનાર બીજું કોઇ નથી.

एतज्जपस्व कौंतेय येन श्रेयो ह्यवाप्स्यसि ॥
आदित्यहृदयं नित्यं यः पठेत्सुसमाहितः ॥ ८३ ॥
भ्रूणहा मुच्यते पापात्कृतघ्नो ब्रह्मघातकः ॥
गोघ्नः सुरापो दुर्भोजी दुष्प्रतिग्रहकारकः ॥ ८४ ॥
पातकानि च सर्वाणि दहत्येव न संशयः ॥
य इदं शृणुयान्नित्यं जपेद्वापि समाहितः ॥ ८५ ॥

હે કૌંતેય, આ આદિત્યહૃદયનો નિત્ય જપ કર. તેનાથી તારૂં શ્રેય થશે. જે કોઇ હમેશાં સાવધાનપણાથી આ આદિત્યહૃદયનો પાઠ કરશે તો બાળહત્યા કરનાર, બ્રહ્મઘાતી અને કૃતઘ્ન, ગાયને

મારનાર તથા મદિરાપાન કરનાર, અભક્ષ્યાભક્ષ્ય કરનાર અને દુષ્ટ પ્રતિગ્રહ કરનાર આને નિત્ય સાંભળશે તથા જપ કરશે તો તેનાં સર્વ પાપ બળી જશે એમાં સંશય નથી.

सर्वपापविशुद्धात्मा सूर्यलोके महीयते ॥
अपुत्रो लभते पुत्रान्निर्धनो धनमाप्नुयात् ॥ ८६ ॥

તે સર્વ પાપથી વિશુદ્ધ થઇને સુર્યલોકમાં જશે. અપુત્ર જો પાઠ કરે તો પુત્ર પામશે. નિર્ધન જો પાઠ કરશે તો લક્ષ્મી પામશે.

कुरोगो मुच्यते रोगाद्भक्त्या यः पठते सदा ॥
यस्त्वादित्यदिने पार्थ नाभिमात्रजले स्थितः ॥ ८७ ॥

હે પાર્થ ! રવિવારે જો નાભિપર્યન્ત પાણીમાં ઉભો રહીને દરદી જો ભક્તિપૂર્વક નિત્ય પાઠ કરશે તો તે રોગથી મુક્ત થઇ જશે.

उदयाचलमारूढं भास्करं प्रणतः स्थितः ॥
जपते मानवो भक्त्या शृणुयाद्वापि भक्तितः ॥ ८८ ॥
स याति परमं स्थानं यत्र देवो दिवाकरः ॥
अमित्रदमनं पार्थ यदा कर्तुं समारभेत् ॥ ८९ ॥
सम्यक् प्रतिकृतिं कृत्वा शत्रोश्चरणपांसुभिः ॥
आक्रम्य वामपादेन आदित्यहृदयं जपेत् ॥ ९० ॥

ઉદયાચળ ઉપર આરૂઢ થએલા સુર્યને પ્રણામ કરી જે ભક્તિ પૂર્વક પાઠ કરશે અથવા તો સાંભળશે તો તે જ્યાં દેવ જેવા દિવાકર છે ત્યાં પરમસ્થાનમાં જશે. હે પાર્થ ! શત્રુનો નાશ કરવો હોય, ત્યારે

આસ સાવધાનપણે શત્રુના પગની રજવડે પ્રતિકૃતિ કરી ડાબા પગ વડે દબાવી આદિત્યહૃદયનો જાપ કરવો.

एतन्मंत्रं समाहुय सर्वंसिद्धिकरं परम् ॥
ॐ ह्रीं हिमालीढं स्वाहा ॥ ॐ ह्रीं निलिढं स्वाहा ॥
ॐ ह्रीं मालीढं स्वाहा ॥ इति मंत्र ॥

સર્વ સિદ્ધિ કરનાર ઓમ્ હ્રીં હિમલીઢ સ્વાહા, ઓમ્ હ્રીં નિલીઢં સ્વાહા ઓમ્ હ્રીં માધીઢં સ્વાહા એ મંત્ર જપવો.

त्रिभिश्च रोगी भवति ज्वरी भवति पंचभी: ॥
जपैस्तु सप्तभि: पार्थ राक्षसीं तनुमाविशेत् ॥ ९१ ॥

ત્રણ પ્રકારના રોગ છે, પાંચ પ્રકારના જ્વર છે. હે પ્રાથ! સાત વાર જપ કરવાથી રાક્ષસી દેહને પામે છે.

राक्षसेनाभिभूतस्य विकारान् शृणु पांडव ॥
गायते नृत्ये नग्न आस्फोटयति धावति ॥ ९२ ॥
शिवारुतं च कुरुते हसते क्रंदते पुन: ॥
एवं संपीडये पार्थ यद्यपि स्यान्महेश्वर: ॥ ९३ ॥

હે પાન્ડવ! રાક્ષસથી પરાજીત થએલાના વિકારો સાંભળ. એ નગ્ન થઈને ગાય કે નાચે છે તથા મોટા બરાડા પાડી દોડે છે તથા શીયાળની માફક બોલે છે, હસે છે અને વખતો વખત રડયા કરે છે. હે પાર્થ! આ પ્રમાણેની દશાને એ પામે છે.

किं पुनर्मानुष: कश्चिच्छौचाचारविवर्जित: ॥

पीडितस्य न संदेहो ज्वरो भवति दारुणः ॥९४॥

જે માણસ પવિત્રતા અને આચાર વિનાનો છે તેને દારુણ જ્વર આવે છે અને તેથી પીડાય છે એમાં જરાય શંકા નથી.

यदा चानुग्रहं तस्य कर्तुमिच्छेच्छुभंकरम् ॥
तदा सलिलमादाय जपेन्मंत्रमिमं बुधः ॥९५॥

તેના ઉપર કૃપા કરી તેનું કલ્યાણ કરવું હોય, તો તેને નાભિપર્યન્ત પાણીમાં ઉભો રાખીને ડાહ્યા માણસોએ આ મંત્ર જપાવવો। અને જો તેને ન આવડે તો તેને પાણીમાં ઉભો રાખી વિદ્વાને પાઠ ભણી જવો.

नमो भगवते तुभ्यमादित्याय नमो नमः ॥
जयाय जयभद्राय हरिदश्वाय ते नमः ॥९६॥

ભગવત! આપને વંદન છે. આદિત્યને વારંવાર નમસ્કાર છે. જય લાવનાર તથા જયરૂપી શ્રેય કરનાર તથા લીલા ઘોડાવાળા આદિત્યને વંદન છે.

स्नापयेत्तेन मंत्रेण शुभं भवति नान्यथा ॥
अन्यथा च भवदोषो नश्यते नात्र संशयः ॥९७॥

આગળ કહેલા મંત્રથી સ્નાન કરનાર મનુષ્યનું જરૂર શુભ થાય છે તથા અન્ય દોષો હોય છે તે પણ નાશ પામે છે. એમાં સંશય નથી.

स्तवते निखिलः प्रोक्तः पूजां चैव निबोध मे ॥

**उपलिप्ते शुचौ देशे नियतो वाग्यतः शुचिः ॥९८॥**

એ માટે બધા પ્રકાર મેં તને કહ્યા, પણ હવે પ્રશ્નનો વિધિ જણાવું છું તે શ્રવણ કર. સૌથી પહેલાં પવિત્ર દિશામાં લીંપવું બાદ શુદ્ધ બની પવિત્ર વાણી બોલવી.

**वृत्तं वा चतुरस्रं वा लिप्तभूमौ लिखेच्छुचिः ॥**
**त्रिधा तत्र लिखेत्पद्ममष्टपत्रं सकर्णिकम् ॥९९॥**

ગોળાકાર અથવા ચોખંડું લીંપી, પૃથ્વી પર મંડળ રચવું અને તેમાં ત્રણ પ્રકારની કર્ણિકાયુક્ત આઠ પાંદડાંનો કમળ યોજવું.

**अष्टपत्रं लिखेत्पद्मं लिप्तगोमयमंडले ॥**
**पूर्वपत्रे लिखेत्सूर्यमाग्नेये तु रविं न्यसेत् ॥ १०० ॥**

આઠ પાંદડાંનું કમળ લીંપેલા મંડળ મધ્યે યોજી પૂર્વ પત્રમાં સૂર્યને આલેખવા. અગ્નિ ખુણામાં રવિને સ્થાપવા.

**याम्यायां च विवस्वतं नैर्ऋत्यां तु भगं न्यसेत् ॥**
**प्रतीच्यां वरुणं विद्याद्वायव्यां मित्रमेव च ॥ १ ॥**

દક્ષિણમાં વિવસ્વત, નૈરૃત્યમાં ભગ, પશ્ચિમમાં વરુણ, અને વાયવ્યમાં મિત્ર નામના આદિત્ય સ્થાપવા.

**आदित्यमुत्तरे पत्रे इशान्यां विष्णुमेव च ॥**
**मध्ये तु भास्करं विद्यात्क्रमशैव समर्चयेत् ॥ २ ॥**

ઉત્તરના પાંદડામાં આદિત્ય, ઇશાનમાં મિત્ર, મધ્યમાં ભાસ્કરનું સ્થાપન કરી ક્રમશઃ પૂજવા.

अतः परतरं नास्ति सिद्धिकामस्य पांडव ॥
महातेजः समुद्यंतं प्रणमेत्स कृतांजलिः ॥ ३ ॥

હે પાંડવ! આનાથી ઉત્તમ એક પણ બીજો સિદ્ધિ અર્પનાર ઉપાય નથી. મહાતેજ અને ઉદય પામતા આદિત્યને હાથ જોડી અંજલી આપવી.

सकेसराणि पद्मानि करवीराणि चार्जुन ॥
तिलतंदुलसंयुक्तकुशगंधोदकेन च ॥ ४ ॥
रक्तचंदनमिश्राणि कृत्वा वै ताम्रभाजने ॥
धृत्वा शिरसि तत्पात्रं जानुभ्यां धरणिं स्पृशेत् ॥ ५ ॥

હે અર્જુન! કેસરવાળાં કમળ, તલ, ચોખા, દર્ભ, ચંદન તથા તાંબાના પાત્રમાં રાતા ચંદનનું મિશ્રણ કરી અને માથા ઉપર રાખીને પૃથ્વીનો સ્પર્શ કરવો.

मंत्रपूतं गुडाकेश चार्घ्यं दद्याद्गभस्तये ॥
सायुधं सरथं चैव सूर्यमावाहयाम्यहम् ॥ ६ ॥

એ રીતથી અર્ઘ્ય આપી આયુધ તથા રથ સહિત આદિત્યનું આવાહન કરવું.

स्वागतो भव ॥ सुप्रतिष्ठितो भव ॥ सन्निधो भव ॥
सन्निहितो भव ॥ संमुखो भव ॥ इति पंचमुद्राः ॥
स्फुटयित्वार्हयेत्सूर्यं भुक्ति मुक्ति लभेन्नरः ॥ ७ ॥

સ્વાગત થા, સુપ્રતિષ્ટા થા, સન્નિધ થા, ઘણું જ સમીપ થા, સારાં સુખો થા, એ રીતે પાંચ મુદ્રાઓ કર સૂર્ય પૂજવાથી માણસ ભક્તિ અને મુક્તિ મેળવે છે.

ॐ श्रीं विद्यां किलिकिलिकटकेष्टसर्वार्थसाधनाय स्वाहा ॥
ॐ श्रीं ह्रीं हः हंसः सूर्याय नमः स्वाहाः ॥
ॐ श्रीं ह्रां ह्रीं ह्रूं ह्रैं ह्रौं ह्रः सूर्यमूर्तये स्वाहा ॥
ॐ श्रीं ह्रीं खंखः लोकाय सर्वमूर्तये स्वाहा ॥
ॐ हुं मार्तंडाय स्वाहा ॥ नमोऽस्तु सूर्याय
सहस्रभानवे नमोऽस्तु वैश्वानर जातवेदसे ॥
त्वमेव चार्घ्यं प्रतिगृह्ण देव देवाधिदेवाय नमो नमस्ते ॥८॥

ઓમ્ શ્રી વિદ્યાનાં વિઘ્નને નાશ કરનાર, સર્વ ઇષ્ટ દ્રવ્યને આપનાર સુર્ય છે. ઓમ્ શ્રીં હ્રીં હું, હંસ, એ બીજથી સુર્યને વંદના કરવી. ઓમ્ શ્રીં હ્રીં હ્રીં હું, હઃ સુર્ય એ મંત્રવડે સુર્યની મૂર્તિનું દાન કરવું. ઓમ્ શ્રીં હ્રીં. ખંખ; પ્રકશકારી તથા સર્વના મુર્તિરૂપ સુર્યને દાન કરવું. ઓમ્ હું એ મંત્ર બોલી માર્તંડ નામના સુર્યનું દાન કરવું. હજાર ભાનુથી પ્રકશ કરવાવાળા સૂર્યને તારા અગ્નિરૂપ પ્રકાશ આપનાર આદિત્યને વંદન છે. હે રવિદેવ! આપજ મારો અર્ધ્ય સ્વીકારો. સર્વ દેવના દેવરૂપ આપને મારા વંદન છે.

नमो भगवते तुभ्यं नमस्ते जातवेदसे ॥
त्तिमर्घ्यं मया भानो त्वं गृहाण नमोऽस्तु ते ॥ ९ ॥

ભગવન્! આપને નમસ્કાર છે. અગ્નિ સ્વરૂપ આપને વંદન છે. ભાનુ, મેં જે અર્ઘ્ય અર્પણ કરેલો છે તેને ગ્રહણ કરો. હું આપને વંદન કરૂં છું.

**एहि सूर्यसहस्त्रांसो तेजोराशे जगत्पते ॥**
**अनुकंपय मां देव गृहाणार्घ्यं नमोस्तु ते ॥ १० ॥**

હે સહસ્ર કિરણોવાળા, સૂર્યભગવાન્? તેજને રાશિ જગતની ગતિ? મારા ઉપર કૃપા કરીને મારા અર્ઘ્યને ગ્રહણ કરો, હું આપને વંદુ છું.

**नमो भगवते तुभ्यं नमस्ते जातवेदसे ॥**
**ममेदमर्घ्यं गृह्ण त्वं देवदेव नमोऽस्तु ते ॥ ११ ॥**

હે ભગવતે અગ્નિ સ્વરૂપ સૂર્યને વંદુ છું. હે દેવના દેવ! મારા આ અર્ઘ્યને ગ્રહણ કરો, આપને વંદન છે.

**सर्वदेवाधिदेवाय आधिव्याधिविनाशीने ॥**
**इदं गृहाण मे देव सर्वव्याधीर्विनश्यतु ॥ १२ ॥**

સર્વ દેવનો પણ અધિદેવ તથા આધિ વ્યાધિના વિનાશક, મારા અર્ઘ્યને સ્વીકારો અને મારા સર્વ વ્યાધિ વિનાશ પામો.

**नमः सूर्याय शांताय सर्वरोगविनाशिने ॥**
**ममेप्सितं फलं दत्वा प्रसीद परमेश्वर ॥ १३ ॥**

શાન્તા, સર્વ રોગનો નાશ કરનારા મારા વાંછિત ફળને આપવાવાળા આદિત્ય પરમેશ્વર! પ્રસન્ન થાઓ, હું આપને વંદુ છું.

ॐ भगवते सूर्याय स्वाहा ॥ ॐ शिवाय स्वाहा ॥
ॐ सर्वात्मने सूर्याय नमः स्वाहा ॥ ॐ अक्षय्यतेजसे
नमः स्वाहा ॥ सर्वसंकटदारिद्र्यं शत्रु नाशय नाशय
सर्वलोकेषु विश्वात्मा सर्वात्मा सर्वदर्शकः

હે ભગવત સૂર્ય આપને નમસ્કાર છે ઓમ્ શિવસ્વરૂપ સૂર્યને અને સર્વના આત્મારૂપ સુર્યને વંદન છે, ઓમ્ અક્ષય તેજવાળાને નમસ્કાર છે. હે ભગવાન! સર્વ સંકટ દારિદ્ર અને શત્રુનો નાશ કરો, સર્વ લોકમાં સર્વના આત્મા, વિશ્વના આત્મા અને સર્વને જોનારા આપજ આદિત્ય નારાયણ છો.

नमो भगवते सूर्य कुष्ठरोगान् विखंडय ॥
आयुरारोग्यमैश्वर्यं देहि देव नमोऽस्तु ते ॥ १५ ॥

હે ભગવતે, તમોને વંદન છે, કોઢના રોગને નાશ કરનાર, આપને મારા નમસ્કાર છે. હે દેવ! આયુષ્ય, આરોગ્ય અને ઐશ્વર્યને આપો

नमो भगवते तुभ्यमादित्याय नमो नमः ॥ ॐ अक्ष-
य्यतेजसे नमः ॥ ॐ सूर्याय नमः विश्वमूर्तये नमः
आदित्यं च शिवं विद्याच्छिवमादित्यरूपिणम् ॥
उभयोरंतरं नास्ति आदित्यस्य शिवस्य च ॥ १६ ॥

હે ભગવાન્! આપને નમસ્કાર છે. આપ આદિત્યને વારંવાર નમસ્કાર છે ઓમ્ અક્ષર તેજવાળા આદિત્યને નમસ્કાર છે, ઓમ્

સુર્યને નમસ્કાર છે, ઓમ્ વિશ્વમુર્તિને નમસ્કાર છે, આદિત્યરૂપ શિવ છે શિવ બંનેમાં કશું અંતર નથી.

एतदिच्छाम्यतं श्रोतुं पुरुषो वै दिवाकर : ॥
उदये ब्रह्मणो रूपं मध्याह्न तु महेश्वर : ॥ १७ ॥
अस्तमाने स्वयं विष्णुस्त्रिमूर्तिश्च दिवाकर : ॥
नमो भगवते तुभ्यं विणवे प्रभविष्णवे ॥ १८ ॥

હું આ સાંભળવાની ઇચ્છા રાખું છું. સુર્ય ઉદય સમયે બ્રહ્મા-રૂપ, મધ્યાન્હ સમયે મહેશ્વરરૂપ, આથમતી વેળાએ પોતે વિષ્ણુરૂપ એવી ત્રણ મૂર્તિને દિવાકર ધારણ કરે છે. એવા સ્વયં વિષ્ણુ સ્વરૂપ હે આદિત્ય નારાયણ આપને નમસ્કાર છે.

ममेदमर्घ्यं प्रतिगृह्ण देवदेवाधिदेवाय नमो नमस्ते ॥
श्रीसूर्याय सांगाय सपरिवाराय श्रीसूर्यनारायणायेद०

દેવાધિદેવ! મારા અર્ધ્યને સ્વીકારો આપને વારંવાર નમસ્કાર છે. શ્રી સુર્યને આપસહ, તથા સપરિવાર હું આ અર્ધ્ય અર્પું છું.

हिमघ्नाय तमोघ्नाय राक्षोघ्नाय च ते नमः ॥
कृतघ्नाय च सत्याय तस्मै सूर्यात्मने नम : ॥ २० ॥

ટાઢને હરનાર, તીમીરનો વિનાશ લાવનાર, રાક્ષસોનો નાશ કરનારો અને કૃતઘ્ન તથા સત્યરૂપ શ્રી આદિત્યને હું નમસ્કાર કરૂં છું,

अयो जयश्च विजयोजितपा गे जिताश्रम : ॥
मनोजवोजितक्रोधो वाजिन : सप्त कीर्तिता : ॥ २१ ॥

જય વિજયને જીતનાર, પ્રાણને જીતનાર, થાકને જીતનાર, કામદેવને જીતનાર, તથા ક્રોધને જીતનાર એવા સાત ઘોડાવાળા આદિત્ય નારાયણ છે.

हरितहयरथं दिवाकर कनकमयांबुजरेणुपिंजरम् ॥
प्रतिदिनमुदये नवं नवं शरणमुपैमि हिरण्य रेतसम् ॥
न तं व्याला: प्रबाधंते न व्याधिभ्यो भयं भवेत् ॥
न नागेभ्यो भयं चैव न च भूतभयं क्वचित् ॥ २३ ॥

લીલા ઘોડાના રથવાળા દિવાકર તથા સુવર્ણમય કમળની રજના સરખા પીળા તથા હમેશાં નવા નવા ઉદય કરનાર અને સુવર્ણ સમાન તેજવાળા આદિત્ય ધ્યાન કરનારને, સર્પનો ડર નથી રહી શકતો તેમ વ્યાધીઓનો ભય હોતો નથી. હાથીનો ભય થતો નથી. અને ભુતનો પણ ડર કોઇ દિવસ રહેતો નથી.

अग्निशत्रुभयं नास्ति पार्थिवेभ्यस्तथैव च ॥
दुर्गातिं तरते घोरां प्रजां च लभते पशुन् ॥ २४ ॥

અગ્નિ કે શત્રુનો ભય નથી રહેતો. રાજા તરફનો ભય પણ નથી રહેતો. ઘોર દુર્ગતીથી તરી જાય છે, અને પ્રજા તથા પશુને મેળવે છે.

सिद्धिकामो लभेत्सिद्धिं कन्याकामस्तु कन्यकाम् ॥
एतत्पठेत्स कौंन्तेय भक्तियुक्तेन चेतसा ॥ २५ ॥

હે કૌંતેય! જે કોઇ માણસ આનો ભક્તિપુર્વક પાઠ કરશે તો સિદ્ધિની ઇચ્છાવાળાને સિદ્ધિ, તથા કન્યાની ઇચ્છાવાળાને કન્યા મળ્યા કરશે

अश्वमेध सहस्रस्य वाजपेयशतस्य च ॥
कन्याकोटि सहस्रस्य दत्तस्य फलमाप्नुयात् ॥ २६ ॥

આ પાઠ કરનારને સહસ્ર અશ્વમેધ યજ્ઞનું અને સો વાજપેય યજ્ઞનું અને હજાર કરોડ કન્યાદાન દેવાનુ ફળ મળે છે.

इदमादित्यहृदयं योधीते सततंनरः ॥
सर्वपापविशुद्धात्मा सूर्यलोके महीयते ॥ २७ ॥

જે મનુષ્ય આ આદિત્ય પઠને હૃદયમાં હમેશાં ધારણ કરે છે તે સર્વ પાપથી મુક્ત થએલો શુદ્ધાત્મા સુર્યલોકમાં જાય છે.

नास्त्यादित्यसमो देवो नास्त्यादित्यसमागतिः ॥
प्रत्यक्षो भगवान्विष्णुर्येन विश्व प्रतिष्ठितम् ॥ २८ ॥

આદિત્ય સરખો કોઈ દેવ નથી, આદિત્ય સરખી કોઈની ગતિ નથી, પ્રત્યક્ષ ભગવાન વિષ્ણુ જેમનાથી વિશ્વ સ્થપાયલું રહ્યું છે તે પણ તેજ છે.

नवतिर्योजनं लक्ष सहस्राणि शतानि च ॥
यावद्घटीप्रमाणेन तावच्चरत्ति भास्करः ॥ २९ ॥

નેવુ લાખ ને સો હજાર યોજનનો રસ્તો એક ઘડી ભાસ્કર નારાયણ વટાવે છે.

गवां शतसहस्रस्य सम्यगदत्तस्य यत्फलम् ॥
तत्फलं लभते विद्वान् शांतात्मा स्तौति या रविम् ॥३०॥

સો હજાર ગાયો આપવાથી પ્રાપ્ત થતું ફળ જે વિદ્વાન શાંતાત્મા સુર્યની સ્તુતી કરે છે તે પણ મેળવે છે

योऽधीते सूर्यहृदयं सफलं सफलं लभेत् ॥
अष्टानां ब्राह्मणानां च लेखयित्वा समर्पयेत् ॥ ३१ ॥
ब्रह्मलोके ऋषीणां च जायते मानुषोऽपि वा ॥
जातिस्मरत्वमाप्नोति शुद्धात्मा नात्र संशयः ॥ ३२ ॥

આદિત્ય હૃદયનો પાઠ કરનારાનું સર્વ સફળ થાય છે. આઠ બ્રાહ્મણોને આદિત્યહૃદય લખી સમર્પણ કરે તો તે માણસ બ્રહ્મલોકમાં ઋષિઓની પાસે જાય છે. એને પોતાની જાતીનું સ્મરણ રહે છે. અને શુદ્ધાત્મા થાય છે એમાં શંકા નથી.

अजयलोकत्रयपावनाय भूतात्मने गोपतये वृषाय ॥
सूर्याय सर्वं प्रलयांतकाय नमो महाकारुणिकोत्तमाय ॥

જન્મ વિનાના અને ત્રૈલોક્યને પાલન કરનાર સર્વ જીવના આત્મા તથા ઇંદ્રિઓને વશ રાખનાર, સર્વનો પ્રલય કરનાર અને મહા દયાળુ ઉત્તમ એવા સૂર્યને નમસ્કાર છે.

विवस्वते ज्ञानभृदंतरात्मने जगत्प्रदीपाय
जगद्धितैषिणे ॥ स्वयंभुवे दीप्तसहस्रचक्षुषे
सुरोत्तमायामिततेजसे नमः ॥ ३४ ॥

અત્યંત ઓજસવાળા જ્ઞાનથી અંતરાત્માને પ્રકટાવનાર જગતને પ્રદીપ્ત કરનાર, જગતનું હિતૈષી સ્વયંભુ દીપ્ય હજાર નેત્રવાળા સુરોમાં ઉત્તમ અપારમિત તેજવાળા સુર્યને વંદન છે.

सुरैरनेकैः परिसेविताय हिरण्यगर्भाय हिरण्मयाय ॥
महात्मने मोक्षपदाय नित्यं नमोस्तुते वासरकारणाय ।

અનેક દેવતા જેનું સેવન કરે છે એવા હિરણ્યગર્ભ અને હિરણ્મય મહાત્મ મોક્ષ આપવાવાળા દિવસના આદિભૂત આદિત્યને મારા વંદન ।

आदिश्चार्चितो देव आदित्यः परमं पदम् ॥
आदित्यो मातृको भूत आदित्यो वाङ्मयं जगत् ॥

આદિત્યજ અર્ચવા લાયક દેવ છે, આદિત્યજ પરમ પદ આદિત્યજ માતા હોઇ આદિત્ય વાણીમય આખું જગત છે.

आदित्यं पश्यते भक्त्या मां पश्यति ध्रुवं नरः ॥
नादित्यं पश्यते भक्त्या न स पश्यति मां नरः ॥

આદિત્યને ભક્તિપૂર્વક જોનાર અવશ્ય મને જુએ છે અને ભક્તિ વડે આદિત્યને જોતો નથી તે મને પણ જોતો નથી.

त्रिगुणं च त्रितत्त्वं च त्रयो देवास्त्रयोऽग्नयः ॥
त्रयाणां च त्रिमूर्तिस्त्वं तुरीस्त्वं नमोस्तुते ॥ ३८ ।

ત્રણ ગુણ, ત્રણ તત્ત્વ, ત્રણ દેવ, ત્રણ અગ્નિ અને ત્રણ મૂર્તિ આપ છો, તુરીય પણ તમે છો, આપને નમસ્કાર છે.

नमः सवित्रे जगदेकचक्षुषे
जगत्प्रभूतिस्थितिनाशहेतवे ॥

त्रयोमयाय त्रिगुणात्मधारिणे
विरिंचिनारायणशंकरात्मने ॥ ३९ ॥

જગતના ચક્ષુ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને નાશના કારણુ સવિતા, તમે ત્રણે દેવરૂપ, ત્રિગુણાત્મક, બ્રહ્મ અને નારાયણુ એવા શંકરાત્મન છો. તમને મારા નમસ્કાર છે.

यस्योदयेनेह जगत्प्रबुध्यते प्रवर्त्तते
चाखिलकर्मसिद्धये ॥
ब्रह्मेंद्रनारायणरुद्रवंदितः स नः
सदा यच्छतु मंगलं रविः ॥ ४० ॥

જેના ઉદયથી જગતને જણુાય છે, અને અખિલ કર્મની સિદ્ધિના અર્થે પ્રવર્તે છે. બ્રહ્મા, ઇંદ્ર નારાયણુ અને રુદ્રથી વંદાયલા રવિ સદા મંગળ કરો.

नमोऽस्तु सूर्याय सहस्त्ररश्मये
सहस्त्रशाखान्वित संभवात्मने ॥
सहस्त्रयोगोद्भवभावभागिने
सहस्त्रसंख्यायुगधारिणे नमः ॥ ४१ ॥

સહસ્ર રશ્મિવાળા, હજાર શાખાવાળા શ્રેષ્ટ આત્મ હજાર યોગીઓથી ઉદ્‌ભવ થયેલ ભાવનાવાળા, હજાર યુગને ધારનાર આદિત્યને મારા નમસ્કાર છે.

यन्मंडलं दीपकरं विशालं
रत्नप्रभं तीव्रमनादिरूपम् ॥
दारिद्र्यदुःख क्षयकारणं च
पुनातुमां तत्सवितुर्वरेण्यम् ॥ ४२ ॥

જેનું મંડળ પ્રકાશ કરનાર અને વિશાળ છે. રત્નગ પ્રભાવવાળું અને અનાદિ જેનું રૂપ છે તથા દારિદ્ર અને દુઃખનો નાશ કરનાર છે, એવા શ્રેષ્ટ સવિતા નારાયણનું મંડળ મને પૂનિત બનાવો.

यन्मंडलं देवगणैः सुपूजितं
विप्रैः स्तुतं भावनमुक्तिकोविदम् ॥
तदेवं रूपं प्रणामामि सूर्यं
पुनातु मां तत्सवितुर्वरेण्यम् ॥ ४३ ॥

દેવગણોથી પુજાતું જેનું મંડળ છે, વિપ્રોથી સ્તુતિ કરાયેલ છે, ભાવિકને મુક્તિદાતા છે, તે દેવના દેવ સુર્યને પ્રણામ કરું છું. તે ઉત્તમ સવિતા નારાયણનું મંડળ મને પુનિત બનાવો.

यन्मंडलं ज्ञानमयं त्वगम्यं
त्रैलोक्यपूज्यं त्रिगुणात्मरूपम् ॥
समस्ततेजोमयदिव्यरूपं
पुनातु मां तत्सवितुर्वरेण्यम् ॥ ४४ ॥

જે મંડળ જ્ઞાનમય, અગમ્ય, ત્રિલોકને પુંજાનીય ત્રિગુણાત્મ રૂપ

સકળ તેજોમય દિવ્યરૂપ છે, એવા સવિતા નારાયણનું મંડળ તે મને પુનિત બનાવો.

यन्मंडलं गूढमतिप्रबोधं
धर्मस्य वृद्धिं कुरुते जनानाम् ॥
तत्सर्वपापक्षयकारणं च पुनातु० ॥ ४५ ॥

જે મંડળ મૂઢમતિને જ્ઞાન આપનાર તથા માનવોના ધર્મની વૃદ્ધિ કરનાર અને સર્વ પાપનો નાશ કરનાર ઉત્તમ પ્રકારનું છે તે આપ સવિતા નારાયણનું મંડળ મને પુનિત બનાવો.

यन्मंडलं व्याधिविनाशदक्षं
यदृग्यजुःसामसु संप्रगीतम् ॥
प्रकाशीतं येन च भूर्भुवः स्वः पुनातु मां० ॥४६॥

જે મંડળ વ્યાધિવિનાશમાં દક્ષ છે તથા જે ઋક્ યજુ અને સામ વેદમાં ગવાયેલું છે. જેના વડે ભુર્ભવઃસ્વઃ વગેરે પ્રકાશે છે, તે ઉત્તમ આપ સવિતા નારાયણનું મંડળ મને પુનિત બનાવો.

यन्मंडलं वेदविदो विदंति
गायंति कचारणसिद्धिसंघाः ॥
यद्योगिनो योगजुषां च संघाः
पुनातु मां तत्सवि० ॥

જે મંડળને વેદના જાણકાર પણ ભાખે તે છે ગાય છે, અને ઉચ્ચારે છે અને જેને યોગી લોકો યોગમાં જુએ છે તે આપ ઉત્તમ સૂર્ય મંડળ મને પુનિત બનાવો,

यन्मंडलं सर्वजनेषु पूजितं
ज्योतिश्च कुर्यादिह मर्त्यलोके ॥
यत्कालकालादिमनादिरूपं पुनातु मां तत्सवि० ॥

જે મંડળ સર્વજનોને પૂજનીય છે અને જે આ મૃત્યુ લોકમાં તેજ પ્રગટાવે છે. જે કાળના કાળનું પણ અનાદિ રૂપવાળું છે તે ઉત્તમ સુર્યનું મંડળ મને પુનિત બનાવો.

यन्मंडलं विष्णुचतुर्मुखाख्यं यदक्षरं पापहरं जनानाम्
यत्कालकल्पक्षयकारणं च पुनातु० ॥ ४९ ॥

જે મંડળ વિષ્ણુ અને બ્રહ્મએ કથ્યું છે અને જે મનુષ્યના અક્ષય પાપનો પણ નાશ કરે છે, જે કામ અને કલ્પના નાશનું કારણ છે. તે આપ શ્રેષ્ઠ સુર્યનું મંડળ મને પુનિત બનાવો.

यन्मंडलं विश्वसृजां प्रसिद्धमुत्पत्तिरक्षाप्रलयप्रगल्भम् ॥
यस्मिन् जगत्संहरतेऽखिलं च पुनातु० ॥ १५० ॥

જે મંડળે વિશ્વ સર્જાયું ત્યારથી પ્રસિદ્ધ, ઉત્પત્તિ, રક્ષા, અને પ્રલય કરવામાં સમર્થ, જેમાં અખિલ જગત્ સંહાર પામે છે તે તે આપ શ્રેષ્ઠ સુર્યનું મંડળ મને પુનિત બનાવો.

यन्मंडलं सर्वगतस्य विष्णो-
रात्मा परं धाम विशुद्धतत्त्वम् ॥
सूक्ष्मांतरैर्योगपथानुगम्यं पुनातु० ॥ ५१ ॥

જે મંડળ સર્વના અન્તર્યામી વિષ્ણુનો આત્મા, પરમધામ, વિશુદ્ધ તત્ત્વ, તથા સૂક્ષ્મ વિચાર વડે યોગ માર્ગે જવા યોગ્ય છે, તે સૂર્યનુ મંડળ મને પુનિત બનાવો.

यन्मंडलं ब्रह्मविदो विदंति
गायंति यच्चारणसिद्धसंघाः ॥
यन्मंडलं वेदविदः स्मरंति पुनातु० ॥ ५२ ॥

જે મંડળને બ્રહ્મવિદો કહે છે, ગાય છે તથા સિદ્ધ લોકો ઉચ્ચારે છે, જે મંડળને વેદ વિદો સ્મરણે છે તે સુર્યનું મંડળ મને પુનિત બનાવો.

यन्मंडलं वेदविदोपगीतं यद्योगिनां योगपथानुगम्यम् ॥
तत्सर्ववेदं प्रणमामि सूर्यं पुनातु थां तत्सवितुर्वरेण्यम् ॥

જે મંડળ વેદના જાણકારોને ગાવા યોગ્ય છે, યોગીઓના યોગ માર્ગે પણ અગમ્ય છે, અને તે સર્વને જાણનાર આપ સુર્યને પ્રણામ કરું છું. તે શ્રેષ્ઠ સૂર્ય મંડળ મને પુનિત બનાવો.

मंडलाष्टमिदं पुण्यं यः पठेत्सततं नरः ॥
सर्वपापविशुद्धात्मा सूर्यलोके महीयते ॥ ५४ ॥

આ પ્રકારનો આઠ મંડળનો પુણ્યરૂપ પાઠ જે માણુસ હમેશાં કરે છે, તે સર્વ પાપથી મુક્ત થઇ શુદ્ધાત બની સુર્યલોકમાં વિચરે છે.

ध्येयः सदा सवितृमंडलमध्यवर्ती
नारायणः सरसिजासनसन्निविष्टः ॥

केयूरवान्मकरकुंडलवान्किरीटोहारि
हिरण्मयवपुधृतशंखचक्रः ॥ ५५ ॥

સુર્ય મંડળની મધ્યમાં રહેનાર અને બ્રહ્માના આસન યુક્ત તથા મકરાકૃત કુંડલ, કિરીટ તથા તાપને હરણ કરનાર સુવર્ણ જેવા શરીર વાળા અને શંખ ચક્ર ધારણ કરેલ છે એવા સવિતા નારાયણનું સદા ધ્યાન કરવું.

सशंखचक्रं रविमंडले स्थितं
कुशेशयाक्रांतमनन्तमच्युतं ॥
भजामि बुद्ध्यातपनीयमूर्ति सुरोत्तमं
चित्रविभूषणोज्ज्वलम् ॥ ५६ ॥

શંખ અને ચક્ર સાથે રવિમંડળમાં બેઠેલા, કમળને વિષે વ્યાપ્ત, અનન્ત, અચ્યુત, અને તપાવનારી મૂર્તિવાળા તથા દેવોમાં ઉત્તમ અને અવનવાં ભુષણોથી ઉજ્વળ આપ આદિત્ય દેવને હું બુદ્ધિપૂર્વક ભજું છું.

एवं ब्रह्मादयो देवा ऋषयश्च तपोधनाः ॥
कीर्तयंति सुरश्रेष्ठं देवं नारायणं विभुम् ॥ ५७ ॥

આ રીતે બ્રહ્મા વિગેરે દેવતા, ઋષિઓ અને તપોધન યોગીઓ દેવતાઓમાં શ્રેષ્ટ એવા આપ આદિત્ય પ્રભુને કહે છે.

वेदवेदांगशारीरं दिव्यदीप्तिकरं परम् ॥
रक्षोघ्नं रक्तवर्णं च सृष्टिसंहारकारकम् ॥ ५८ ॥

વેદ, વેદાંગ અને શરીર તે સર્વનો દિવ્ય પ્રકાશ કરનારા, રાક્ષસોને હરનાર, લાલ વર્ણવાળા અને સૃષ્ટિ સંહારક આદિત્ય છે.

एकचक्रो रथो यस्य दिव्यः कनकभूषितः ॥
स मे भवतु सुप्रीतः पद्महस्तो दिवाकरः ॥ ५९ ॥

દિવ્ય સુવર્ણથી શોભાયમાન એક પૈંડાના રથવાળા અને હાથમાં કમળ ધારણ કરનાર આદિત્ય મારા ઉપર પ્રસન્ન થાઓ.

आदित्यः प्रथमं नाम द्वितीयं तु दिवाकरः ॥
तृतीयं भास्करः प्रोक्तं चतुर्थं तु प्रभाकरः ॥ १६० ॥

પ્રથમ નામ આદિત્ય, બીજું નામ દિવાકર, ત્રીજું ભાસ્કર, ને ચોથું પ્રભાકર કહેવાય છે.

पंचमं तु सहस्रांशुः षष्ठं चैव त्रिलोचनः ॥
सप्तमं हरिदश्वश्च अष्टमं च विभावसुः ॥ ६१ ॥

પાંચમું સહસ્રાંશુ છઠ્ઠું ત્રિલોચન, સાતમું હરિદશ્વ અને આઠમું વિભાવસુ નામ છે.

नवमं दिनकृत्प्रोक्तं दशमं द्वादशात्मकं ॥
एकादशं त्रयीमूर्तिर्द्वादशं सूर्य एव च ॥ ६२ ॥

નવમું દિવાકર, દશમું દ્વાદશાત્મક, અગ્યારમું ત્રયીમુર્તિ અને બારમું સુર્ય એ પ્રમાણે નામ છે.

द्वादशादित्यनामानि प्रातःकाले पठेन्नरः ॥
दुःस्वप्ननाशनं चैव सर्वं दुःखं च नश्यति ॥ ६३ ॥

આ બાર સૂર્યના નામનો જે કોઇ પ્રાતઃકાળે પાઠ કરશે તેના સ્વપ્નો નાશ પામી સર્વ દુઃખ પણ નાશ પામી જશે.

दद्रुकुष्ठहरं चैव दारिद्र्यं हरते ध्रुवम् ॥
सर्व तीर्थप्रदं चैव सर्व काम फलप्रदम् ॥ ६४ ॥

દાદર અને કોઢના રોગ હરનાર દારિદ્રને ચોક્કસ દૂર કરનાર થા સર્વ તીર્થોના પુણ્યને આપનાર અને સર્વ કામમાં ફલપ્રદ છે.

यः पठेत्प्रातरुत्थाय भक्त्या नित्यमिदं नरः ॥
सौख्यमायुस्तथारोग्यं लभते मोक्षमेव च ॥ ६५ ॥

જે કોઇ પ્રાતઃકાળે ભક્તિપૂર્વક આનો પાઠ કરે, તે સુખ, આયુ, આરોગ્ય અને મોક્ષ મેળવે છે.

अग्निमीळे नमस्तुभ्यमिषेत्वोर्जस्वरूपिणे ॥
अग्न आयाहि वीतस्त्वां नमस्ते ज्योतिषांपते ॥ ६६ ॥

અગ્નિમીડે નમસ્કાર છે, ઇષેત્વો જે એવા મંત્ર સ્વરૂપી, જ્યોતિમંડળના સ્વામી આદિત્યને મારા વંદન છે.

शन्नो देवी नमस्तुभ्यं जगच्चक्षुर्नमोऽस्तु ते ॥
पंचमायोपवेदाय नमस्तुभ्यं नमो नमः ॥ ६७ ॥

શન્નો દેવી રૂપે નમસ્કાર હો. જગતના ચક્ષુ રૂપ આપને નમસ્કાર છે, પાંચમા ઉપવેદ રૂપી આપને વારંવાર નમસ્કાર છે.

पद्मासनः पद्मकरः पद्मगर्भसमद्युतिः ॥
सप्ताश्वरथसंयुक्तो द्विभुजः स्यात्सदा रविः ॥ ६८ ॥

કમળના આસનવાળા, કમળ જેવા હાથવાળા, પદ્મગર્ભ જેવી ગતિવાળા, સાત અશ્વના રથવાળા તથા બે હાથવાળા સૂર્યદેવ સદા પાસે રહો.

आदित्यस्य नमस्कारं ये कुर्वंति दिने दिने ॥
जन्मांतरसहस्रेषु दारिद्र्यं नोपजायते ॥६१ ॥

જે કોઇ હમેશાં આદિત્યને નમસ્કાર કરે છે, તેને હજારો જન્મે પણ દરિદ્ર મળતું નથી.

उदयगिरिमुपेतं भास्करं पद्महस्तं
निखिलभुवननेत्रं रत्नरत्नोपमेयम् ॥
तिमिरकरिमृगेंद्रं बोधकं पद्मिनीनां
सुरवरमभिवंदे सुंदरं विश्ववंद्यम् ॥ १७० ॥

મેરૂ પર્વત પરથી ઉદય પામતા, હાથમાં કમળવાળા ભાસ્કર અખિલ ભુવનના નેત્ર તથા રત્નરત્નોપમેય છે. તિમિર રૂપી હાથીનો નાશ કરનાર મૃગેન્દ્ર જેવા અને કમળને વિકસાવનાર તથા સુરવર જેમને પ્રણામ કરે છે તે શ્રી સુર્યનારાયણ સુન્દર અને વિશ્વવંદ્ય છે.

॥ इति श्रीभविष्योत्तरपुराणे श्रीकृष्णार्जुनसंवादे
आदित्यहृदय स्तोत्र संपूर्णम् ॥



## ॥ अथ सूर्यकवचं प्रारभ्यते ॥

श्रीगणेशायनमः ॥ याज्ञवल्क्य उवाच ॥
शृणुष्व मुनिशार्दूल सूर्यस्य कवचं शुभम् ॥
शरीरारोग्यदं दिव्यं सर्वसौभाग्यदायकम् ॥१॥
देदीप्यमानमुकुटं स्फुरन्मकरकुंडलम् ॥
ध्यात्वा सहस्रकिरणं स्तोत्रमेत दुदीरयेत् ॥२॥
शिरो मे भास्यरः पातु ललटं मेऽथितद्युतिः ॥
नेत्रे दिनमणिः पातु श्रवणे वासरेश्वरः ॥३॥
घ्राणं धर्मघृणिः पातु वंदन वेदवाहनः ॥
जिह्वा मे मानदः पातु कंठं मे सुरवंदितः ॥ ४ ॥
स्कंधौ प्रभाकरः पातु वक्षः पातु जनप्रियः ॥
पातु पादौ द्वादशात्मा सर्वांगं सकलेश्वरः ॥ ५ ॥
सूर्यरक्षात्मकं स्तोत्रं लिखित्वा भूर्जपत्रके ॥
दधाति यः करे तस्य वशगाः सर्वसिद्धयः ॥ ६ ॥
सुस्नातो यो जपेत्सम्योऽधीते स्वस्थमानसः ॥
स रोगमुक्तो दीर्घायुः सुखं पुष्टिं च विंदति ॥ ७ ॥

॥इति श्रीयाज्ञवल्क्यप्रणीतं सूर्यकवचस्तोत्रं संपूर्णम्॥